

શ્રી કચ્છ નીતિદર્શક
નાટક સમાજ



# રૂકમીણી સ્વયંવર



## નાટકના ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કર્તા.

મીર હિમ્મતરામ કાળુભાઇ
મીર દાદુભાઈ મીઠાભાઇ

દેશી મિત્ર પ્રેસ, લીમડાચોક-સુરત.

કીંમત રૂ. ૦-૨-૦ (બે આના)

॥ तत्सत् परमात्मने नमः ॥

## શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ

# રૂકમીણી સ્વયંવર.

## નાટકના ગાયનો અને ટુંક સાર.




છપાવી પ્રસિદ્ધ કર્તા,

મીર હિમ્મતરામ કાળુભાઇ

મીર દાદુભાઇ મીઠાભાઇ

માલેકો:—શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ.

હાલ મુ. પ્રીન્સેસ થીએટર સ્ટેશનરોડ–સુરત.





સુરત લીમડાચોકમાં આવેલા દેશી મિત્ર પ્રેસમાં

રામલાલ વનમાળીદાસે છાપ્યાં.





આવૃત્તિ ૧ લી પ્રત ૩૦૦૦





સંવત ૧૯૭૪ એપ્રીલ ઇ. સ. ૧૯૧૮.





કીંમત રૂ. ૦–૨–૦ (બે આના)

# રૂકમીણી સ્વયંવર નાટકનો ટુંકસાર.



## અંક પહેલો.

---

પ્રા. શ્રી સુત્રધાર, બાળા, પ્રભુપ્રાર્થના, તથા નાટકની પ્રસ્તાવના.

પ્ર. ૧— શીશુપાળ, રૂકમીયો અને કૃષ્ણ, કૃષ્ણ વીના આમંત્રણે, રૂકમીણી સ્વયંવર પ્રસંગે કુંડીનપુરમાં આવ્યા તે માટે રૂકમીઆને શીશુપાળની તકરાર, યુદ્ધની તૈયારી, રૂકમીણી તથા મહારાજ ભીષ્મકનું આવવું, તકરારનુ સમાધાન.

પ્ર. ૨— યાદવકન્યા, સત્રાજીતસુતા, સત્યભામાનું દેવી પુજને જતાં માર્ગમાં કૃષ્ણને મણીચોરના સંબોધનથી સંબોધતાં ગીત ગાતાં જવું, અચાનક ચંદ્રભાગાનું સખી સહીત આવવું, અને મણીચોર એ વાકયનો અર્થ, કૃષ્ણે સત્રાજીત યાદવનો મણી ચોર્યો હતો, તેમ કરી કૃષ્ણને મણીચોર કહેનાર તરફ ગુસ્સે થવું, અને તે રીતે કૃષ્ણની નીંદા કરનારને શોધી પકડી લાવવા પોતાની સખીને આજ્ઞા કરવી, અને ત્યાં એકાએક શ્રીદામા તથા કૃષ્ણનું આવવું, શત્રાજીત યાદવનો મણી લાવી આપવા છતાં પણ મણીચોરનું કલંક ભૂંસાયુ નહીં તે માટે કૃષ્ણની ચીંતા, શ્રીદામાએ કોઇ

યાદવની કુલીન કન્યા અથવા કોઇ રાજકન્યા પરણે તો સારા સંબંધથી આપનું આહીર સંબંધથી હલકું થયેલું કુળ તથા મણીચોરનું કલંક બન્ને ઓછાં થશે, એ વાકય સાંભળી ચંદ્રભાગાનું ગુસ્સે થઈ કૃષ્ણ સાથે રીસાઇ ચાલ્યાં જવું.

પ્ર. ૩— કનક માલીકા અને રૂકમીણી કૃષ્ણ દર્શનથી હર્ષઘેલી કમીરૂણી પોતાના ભવિષ્ય કથનમાં જૂઠો પડેલો દીનમણીશંકર અને રૂકમીયા એ સ્વયંવર મહુર્ત સંબંધી વાતચીત, રૂકમીયાએ રૂકમીણીને કોઇ રાજા મહારાજાને સ્વયંવરમાં વરમાળ પહેરાવવા માટે સુચના.

પ્ર. ૪— શ્રીદામાનું ઘર, શ્રીદામો અને સત્યભામાની સખી નાગરીકા બંન્નેનો મેળાપ, કૃષ્ણને યાદવકન્યા સત્યભામા પરણવવા માટે નાગરીકાને પટરાણીની સખી બનાવવાની લાલચ આપી ઉશ્કેરવી, કૃષ્ણને શ્રીદામાએ તથા સત્યભામાને નાગરીકાએ સુવર્ણસરોજ બાગમાં એકઠાં મેળવવાનો સંકેત કરી જુદાં થવું.

પ્ર. ૫— કૃષ્ણથી રીસાયલી ચંદ્રભાગાનો પસ્તાવો, અને ગોવાળીઓ કૃષ્ણને બીજી સ્ત્રી પરણાવશે તે માટેનો ભય, દાસીની ધીરજ, દામીની ચાલાકીથી શ્રીદામાની સ્ત્રી હીમતીદ્વારા, શ્રીદામા તથા નાગરીકાની ખટપટની વાત જાણી લેવી, અને દાસીનો સુવર્ણસરોજ બાગમાં જવાનો વિચાર.

પ્ર. ૬— સ્વયંવર પ્રસંગે કુંડીનપુર આવેલા રાજાઓની સભા. કૃષ્ણ રાજા ન હોવાથી તેને સ્વયંવરમાં નહીં બેસવા દેવા માટે પરસ્પર તકરાર, શીશુપાળ, રૂકમીઆ, વગેરે રાજાઓનો કૃષ્ણને સ્વયંવરમાં બેસવા માટે પ્રતિબંધ, કૃષ્ણના મીત્ર ક્રથકૈશીકે પોતાનું રાજ્ય સંકલ્પથી કૃષ્ણને અર્પણ કરવું. અને ભીષ્મક તરફથી કૃષ્ણને સ્વયંવરનું આમંત્રણ અને શીશુપાળનો ક્રોધ.

પ્ર. ૭— ચંદ્રભાગા પાસે સ્નેહલતા, સુવર્ણસરોજ બાગના સમાચાર લઇ આવે છે. કૃષ્ણને બહાર નહિ જવા દેવા માટે દાસીની ચંદ્રભાગાને સુચના, કૃષ્ણ તથા શ્રીદામાની સુવર્ણસરોજ બાગમાં જવાની તૈયારી, અચાનક ચંદ્રભાગાનું આવવું. શ્રીદામાની યુક્તીથી કૃષ્ણને ચંદ્રભાગા પાસેથી સત્યભામાના મેળાપ માટે બાગમાં લઇ જવું.

પ્ર. ૮— સુવર્ણસરોજ બાગ, સત્યભામા તથા નાગરીકાનો હસવેલ સંકેત પ્રમાણે શ્રીદામા તથા કૃષ્ણનો પ્રવેશ, પરસ્પરમાં પ્રથમ દર્શન, કૃષ્ણને વરવાનોજ સત્યભામાનો વીચાર. સત્યભામાને જોઇ કૃષ્ણનું મોહીત થવું, યુક્તિથી સત્યભામાને પાસે બોલાવવી, પ્રેમાલાપ, ચંદ્રભાગા તથા સ્નેહલતાએ કૃષ્ણ તથા સત્યભામાની વાતચીત સાંભળી, ચંદ્રભાગાની સખીયે સત્યભામાના પીતા સત્રાજીતને ખબર આપવાથી સત્રાજીતનું અચાનક જુદા વેશમાં આવવું અને સત્યભામાને કૃષ્ણ પાસેથી ઉંચકી જવી, કૃષ્ણનો ક્રોધ, ચંદ્રભાગાનું પ્રકટ થવું, કૃષ્ણે ક્ષોભ પામવો.

પ્ર. ૯— રૂકમીણીની માતાની પુત્રીના સૌંદર્યથી કોઇની નજર ન બેસે તે માટે ચીંતા, રૂકમીઆનું આવવું, અને શીશુપાળ સાથેજ રૂકમીણી લગ્ન કરશે તો સ્વયંવર પૂર્ણ થશે, નહીં તો સ્વયંવર પડી ભાંગશે એવો ભય આપવો, ભીષ્મકનો પ્રવેશ, રૂકમીણીને શાંતવન.

પ્ર. ૧૦—કનકમાલીકા અને દીનમણીશંકરની વાતચીત, સખીની હસ્તરેખા ઉપરથી રૂકમીણીનું ભવિષ્ય કથન કરવું, ચંદ્રશંકરનું આવવું, દીનમણીશંકરનું ભવિષ્ય કથન ખોટું પડવાથી દાસીના કપાળની ભમરી ઉંધી કહી પોતાની સિદ્ધાઇ કરી બતાવવી, દાસીનું જવું, અને કૃષ્ણ જેવા પુરૂષો માટે હંમેશા બેમુખી જયોતીષ રાખવું એવો પીતાનો પુત્રને ઉપદેશ.

પ્ર. ૧૧—રૂકમીણી સ્વયંવર રાજમંડળ, રૂકમીણી કૃષ્ણને વરમાળ પહેરાવવા જતાં શીશુપાળ તથા રૂકમીઆનું ક્રોધે ભરાઇ લડાઇ માટે તૈયાર થવું, રૂકમીણીએ વચ્ચે પડવું આશ્ચર્ય.

(ડ્રોપ.)



# અંક બીજો.



પ્ર. ૧— રૂકમીણી અને જોશી દીનમણીશંકર—દીનમણીશંકર રૂકમીણીને કૃષ્ણદહન થયાના ખોટા સમાચાર કહે છે, રૂકમીણીની ચીંતા, ચંદ્રશંકરનું આવવું, કૃષ્ણ કુશળના સમાચાર કહેવા, જોશીની મુર્ખતા, રૂકમીણી વગેરેનું કૃષ્ણના કુશળ માટે પ્રસન્ન થવું.

પ્ર. ૨— રૂકમીઓને શીશુપાળ ઘણા દીવસે કુંડીનપુર આવવાથી તથા કૃષ્ણને બાળી રાખ કરવાથી ભીષ્મક રૂકમીણીનાં મારી સાથે લગ્ન કરશે એવી શીશુપાળની ખોટી કલ્પના, ભીષ્મક તથા રાણીનું આવવું, રૂકમીએ કૃષ્ણ સાથેના યુદ્ધમાં બજાવેલા કામ બાબત પોતાનો સેનાપતીપદનો મુકુટ રૂકમીઆને માથે મુકવા માટે ભીષ્મકને વીનંતી અને તે મુકુટ રૂકમીણી પાસે મોકલવો અને જો રૂકમીણી લગ્ન માટે હા કહે ને પોતાના હાથે પોતાના બાપના મસ્તક ઉપર મુકુટ પહેરાવે તોજ તે મુકુટ ભીષ્મકે સ્વીકારવાનો નિશ્ચય કરી જુદા પડવું.

પ્ર. ૩— શ્રીદામા અને નાગરીકા, સત્યભામાના માતા પીતાને કહ્યા વિના સત્યભામાને તેની સખી નાગરીકા બાગમાં કૃષ્ણને મળવા માટે છુપી રીતે લઇ ગઇ હતી, તે બદલ નાગરીકાને

નોકરીથી દુર કરી છે, તે નાગરીકા શ્રીદામાનો દોષ કહાડતી ચીંતાતુર સ્થીતીમાં ફરે છે, ત્યાં કૃષ્ણ તરફથી સત્યભામાની શોધ માટે આવેલો શ્રીદામો, બન્ને ત્યા એકઠાં મળે છે, જોશી વેષે કેદ કરેલી સત્યભામાના ઓરડાની ચાવી લેવા શ્રીદામો સત્યભામાને ત્યાં જાય છે.

પ્ર. ૪— શીશુપાળનો આપેલો મુકુટ રૂકમીણી પાસે રૂકમીણીને રાજ્યસેના પતીપદના મુકુટથી લલચાવવા કહેવું. રૂકમીણીનો મુકુટ પ્રત્યે તીરસ્કાર, કૃષ્ણ પ્રત્યે અત્યંત પ્રેમ જાહેર કરવો. ભીસ્મક તથા રૂકમીઆનું આવવું, રૂકમીણી ઉપર ક્રોધ, અને ભીષ્મક કેદ.

પ્ર. ૫— જોશી વેષમાં શ્રીદામો, ગામના છોકરાઓએ કરેલી જોશીની ગમ્મત, સત્યભામાની માતા ચારૂમતીનું આવવું, જોશી વેષે સાડસાતી પનોતીનો વહેમ નાખી સત્યભામાના ઓરડાની ચાવી ઠેકાણાસર મુકાવી, નાગરીકાની નોકરી કાયમ કરાવી વીદાય થાય છે.

પ્ર. ૬— સત્યભામા દીવાનખાનામાં કેદ, કૃષ્ણ માટેની વીરહાવસ્થા, કૃષ્ણનું ચીત્રલેખન, નાગરીકાનો પ્રવેશ, પોતાની સખીની દુદશા જોઇ ચીંતાગાં પરસ્પર મેળાપ, કૃષ્ણ સાથે તારાં લગ્ન કરાવી આપીશ એવું શાન્તવન આપી કૃષ્ણ ચીત્ર લઇ યુકિતથી નાગરીકાનું વીદાય થવું.

પ્ર. ૭— શ્રીદામો અને નાગરીકા—નાગરીકાએ આણેલી કૃષ્ણની છબી શ્રીદામાને આપી વીદાય થવું.

પ્ર. ૮— સત્યભામાના વીરહમાં કૃષ્ણ, શ્રીદામાનું છબી લઇ આવવું, છબી જોઇ કૃષ્ણની સત્યભામા પ્રત્યે અપૂર્વ પ્રીતી, સત્યભામા સાથે જલ્દી લગ્ન કરવા નિશ્ચય, ચંદ્રભાગાનું આવવું, શ્રીદામા ઉપર ચીડાવવું, કૃષ્ણે સત્યભામાની છબી ચંદ્રભાગાથી છુપાવવી. શ્રીદામાએ યુકિતથી કૃષ્ણ પાસે વસુદેવને તેડી લાવવા, જેથી ચંદ્રભાગાનું વીદાય થવું, શ્રી કૃષ્ણની વીરહાવસ્થા.

પ્ર. ૯— કૃષ્ણના પ્રેમમાં ઘેલી રૂકમણી, બગીચામાં પોતે રાધાના વેષમાં, કૃષ્ણની રાધા પ્રત્યેની પ્રીતીનું વર્ણન, રૂકમીણી, સંગીત, ગાયોનું આવવું, પાછળથી ગોવાળ વેષે કૃષ્ણનું આવવું, ગોવાળ વેષ ધારી કૃષ્ણે રૂકમીણીના પ્રેમની પરીક્ષા કરી પોતે કૃષ્ણ રૂપે જાહેર થવું, રૂકમીઆને શીશુપાળનું એકાએક આવવું, કૃષ્ણના છળ સંબંધી તેઓનો ક્રોધ, યુદ્ધની તૈયારી, અને રૂકમીણી હરણ.

( ડ્રોપ. )



# અંક ત્રીજો.



પ્ર. ૧— રૂકમીણીનું હરણ કરી ગયા તેથી દ્વારીકાપર ચડાઇ કરવા માટે શીશુપાળ તથા રૂકમીઆની તૈયારી અને જવું.

પ્ર. ૨— ગોવાળીયાની ખટપટથી કંટાળેલી ચંદ્રભાગા, સખીની ધીરજ, ઉત્સવ માટે જતા કૃષ્ણને પોતાની સાથે રાખવાનો નિશ્ચય, તેમજ સત્યભામાને સખત ચોકીપેરા નીચે કેદ રાખવાનો નિશ્ચય, સર્વની ઉત્સવ માટે જવાની તૈયારી.

પ્ર. ૩— સત્યભામાના વીરહમાં કૃષ્ણ શ્રીદામાનું આવવું, અને બંનેની ઉત્સવમાં જવાની તૈયારી, અચાનક ચંદ્રભાગાનું આવવું, શ્રીદામા સાથે તકરાર, ચંદ્રભાગાએ કૃષ્ણે પોતાના વસ્ત્રમાં છુપાવેલી સત્યભામાની છબી યુક્તિથી પડાવી લઇ ચાલ્યા જવું, અને પદ્મપરાગ બાગમાં ઉત્સવ વખતે કૃષ્ણે પોતાની સાથેજ રહેવું એવું વચન લઇ ચાલ્યા જવું.

પ્ર. ૪— ભિષ્મક કેદમાં, પુત્રીના શ્રેય માટે તથા પુત્રના દુષ્ટ આચરણ માટે ચીંતા, કથકૌશીકે આવી રૂકમીણીને કૃષ્ણ લઇ ગયાના સમાચાર કહેવા અને રૂકમીણીને સ્વહસ્તે ભીષ્મક મહારાજે કન્યાદાન આપવું એ વીચારથી રાજા રાણી બન્ને દ્વારીકા લઇ જવા.

પ્ર. ૫— પદ્મપરાગ બાગમાં ચંદ્રભાગા તથા સ્નેહલતા, ચંદ્રભાગાએ ગોવાળીયાની યુક્તિથી કંટાળી તથા કૃષ્ણદેવની તેમજ સાસુ શ્રી દેવકીજીની ઇચ્છાને આધીન થઇ કૃષ્ણને સત્યભામા પોતાનેજ હાથે પરણાવી આપવાનો નિશ્ચય, શ્રીદામાએ મેળામાં વાઘની ખોટી બુમ ઉડાડી લોકોને ગભરાટમાં નાંખવા ચંદ્રભાગા તથા સખીયે કૃષ્ણના આશ્રય નીચે ગભરાતાં દોડી જવું.

પ્ર. ૬— કૃષ્ણને શ્રીદામાનો પ્રવેશ-તેમજ બીજી તરફથી સત્યભામાને નાગરીકાનો પ્રવેશ. શ્રીદામાનો વીનોદ, નારદનું આવવું, કૃષ્ણને સત્યભામાના તથા નાગરીકાને શ્રીદામાનાં લગ્ન, ચંદ્રભાગા, સ્નેહલતા સત્રાજીત, ચારૂમતી, ભીષ્મક રાણી, વગેરેનું આવવું, આનંદ મંગળ. રૂકમીણીનું હરણ કરવાથી ચીડાએલ શીશુપાળ તથા રૂકમીઆનું સૈન્ય સાથે કૃષ્ણ સામે ચડી આવવું, પરસ્પર વીવાદ, યુદ્ધ, શીશુપાળ તથા રૂકમીઆનો પરાજય, રૂકમીણીના વીનવવાથી શીશુપાળ તથા રૂકમીઆને શ્રીકૃષ્ણે જીવિતદાન આપવું.

આનંદ ! આનંદ ! ! આનંદ ! ! !



# શ્રી રૂકમીણી સ્વયંવર નાટકના પાત્રો.



## પુરુષ પાત્રો.

શ્રીકૃષ્ણ............દ્વારીકાધીશ દીવ્ય નાયક.
ભીષ્મક............કુંદીનપુરના મહારાજ, રૂકમીણીના પીતા.
શીશુપાળ.........રૂકમીણી સાથે લગ્ન કરવાનો ઉમેદવાર, જરાસંધનો સેનાપતી.
રૂકમીયો............ભીષ્મકનો પુત્ર, રૂકમીણીનો ભાઇ.
ક્રથકૈશીક..........શ્રીકૃષ્ણનો પરમ મીત્ર.
સત્રાજીત...........સત્યભામાનો પીતા, યાદવ.
શ્રીદામો............ગોવાળ, કૃષ્ણનો બાળમીત્ર.
શાલ્વ..............એક રાજા.
વસુદેવ.............શ્રીકૃષ્ણના પીતા.
દીનમણીશંકર......કુંડીનપુરના વિદ્વાન જ્યોતિષી.
ચંદ્રશંકર...........તેનો પુત્ર.

નારદ, દ્વારપાલ, દરબારી, સેવક વગેરે.



# સ્ત્રી પાત્રો.

રૂકમીણી............રાજા ભીષ્મકની પુત્રી, કૃષ્ણની પત્ની.
ચંદ્રભાગા............શ્રીકૃષ્ણની સ્ત્રી.
સત્યભામા.........સત્રાજીત યાદવની પુત્રી, કૃષ્ણની પત્ની.
નાગરીકા..........સત્યભામાની સખી, શ્રીદામાની સ્ત્રી.
હીમતી............શ્રીદામાની આહીર સ્ત્રી.
ચારૂમતી..........સત્યભામાની માતા.
સ્નેહલતા } ......ચંદ્રભાગાની સખી.
પદમપ્રભા }
કનકમાલીકા.........રૂકમીણીની સખી.
મહારાણી..........રૂકમીણીની માતા.



॥ ॐ तत्सत् परमात्मने नमः ॥

# રૂકમીણી સ્વયંવર.

## નાટકના ગાયનો.



**સુત્રધાર—**

શ્રી રાધાવરસ્યામ વંદુ પ્રભુ
પ્રીયના આલીંગને અંકીત જેના
ચંદન લીપ્ત શુભ ગાત્ર.......વંદુ.
ચંદ્રથી અંબર વન ભુમી સુંદર
વૃક્ષ ઘટા ઘન
રજની પરમ રમ્ય પ્રકાશ
યમુના તટીની કુંજવાસ રાધા માધવ વન વીલાસ
સુરત જનીત સ્વેદહાર સહીત શોભીન હૃદય ભાવ
સફળ કરો સકળ મનોકામ.......વંદુ.

**બાળાઓ—**

ગાઓ રાધાવર શ્યામ ગોપીજન મન વિશ્રામ
યોગીજન મન આરામ આહા.
ગોપી મન માન સરસ રસીયા રસ રાજરે

યાગી મન માન સરસ વસીયા હંસ રાજએ
મધુર મૂરલીના ગાને હા હા.
ઘેલી કીધી વ્રજ વામ હા હા.
નંદના નંદન જગદ્વ નંદન વંદન ચરણુમાં....ગાઓ.

સત્યભામા— ૧

મણીના ચોર એ મુરારીરે નટવર ગીરધારી
રમણી મણી રાધા મુખચંદ્ર ચકોર
નવલ યુવતીના નવલ યુવામણી ચોરે નંદકીશોર
નવનીતના રમણી અધર રસના રસીયા નંદ
કીશોર રમણી—

ચંદ્રભાગા— ૨

જાઓજી જાઓ હું તો હારીરે નટવર ગીરધારી
જાણી ખટપટ સો તમારી
ચંદુ ને બીંદુ જેવા મતલબીયા મીત્ર મળ્યા છે
સંસાર સુખથી વ્હાલા અમને અળગા કર્યાં છે
ભાગ્ય કે ભામાના ભળ્યાં છે રે નટવર ગીરધારી—
હજીએ એવા ને એવા હેવા વ્રજના જેવા છે
કીધાં ભોગવશો અમને કશીએ લેવા દેવા છે
સમજણુના બોલ બે કેવા છે રે નટવર ગીરધારી

રૂકમીણી-સખી— ૩

નવલ કુંવરને નયનથી સખી મેં નીરખ્યા
ગાત્ર સકળ હરખ્યા નવલ કીશોરી—
નયન માર્ગથી ત્વરીત પ્રવેશી
હૃદય મંદીરે વસ્યા નવલ—
મોહ વિવશ મમ પ્રાણ પ્રાણ કરી
ચીતવિત્ત ચોરી ગયા નવલ કીશોરી—

સખી—હાંહાંરે સખી મારી તું પુન્યશાળી
રાજબાળી ભાગ્ય તુજ પ્રકટ્યા નવલ—

રૂકમીણી— ૪

સુંદરવર નીરખ્યા નયન ભરી
નયન ભરી મુજ દ્રષ્ટી ઠરી—સુંદર
કુંચીત કેશ મૃદુ વેશ મનોહર
તીલક રેખ શુભ રાજી રહીરે
અટપટી પાઘ મકરાકૃત કુંડલ
લટકતી ચાલ કર લકુટી ગ્રહીરે—-સુંદર.
મનોહર મેઘસમ ઘનશ્યામ એ રસરાજ પ્યારા
ધર્યાં પટ પીત પીતાંમ્બર સોહે વૈજંતી માળા—-
સજ્યા શૃંગાર લલીત વેષે હૃદયા રામ મારા
કુંવરજી નંદના લાલા યશોદા માતના વ્હાલા

રૂકિમણી— ૫

સુઘડ તે સદ્ગુણ શાળી નાર સ્વામીને સ્નેહે ભજેરે
પ્રીતમના પ્રીતે પુજે પાય શીયળ શૃંગાર સજેરે
સુકન્યા સતીના નિયમને ધારે
ધર્મશાસ્ત્ર શુભ ગ્રંથ વિચારે
પતી ગુણ ગીતા ગાને સતી ભવ સીંધુ તરેરે—સુઘડ
સતીને પતી પરમેશ્વર હેવા
શુધ્ધ મનેથી કરતી સેવા
સ્વામી ભક્તિની ટેક વીજય વરમાળ વરેરે—સુઘડ.

શ્રીદામો અને નાગરીકા-૬

નાગરીકા—રત્ન કુંદનનો યોગ હંસ પદ્મિની સંયોગ
એજ વર વધૂને યોગ્ય વસુદેવ નંદએ
અર્ધ સ્પુટ કુમુદ મુગ્ધ પ્રગટે હૃદય ભાવ શુધ્ધ
ચંદ્ર દર્શને પ્રપુલ્લ ન્યાળી કૃષ્ણ ચંદ્રને.
શ્રીદામો—સેજ સમજાવી શ્રીગોપાળને બોલાવી લાવું.
ભામાથી ભેટાડું મારા ભાઇબંધને
ચોર ઢોર મેળવીને કેળવી ગોવાળ કળા
વરાવું કુંવારી કન્યા નંદ નંદને—

**ચંદ્રભાગા-સ્નેહલતા— ૭**

કપટી કાનુડો એ જાણું જદુરાય પ્રપંચ બાજી
સૌ માપશું
શ્યામને શીખાવું કે દાવ આમ રમાય એટલુંજ
સિધ્ધ કરી આપશું
જીવણજી જાણે છે ભોળી આ ભામિની
પણ મુજને તો સાફ દર્શાય અંતરના ભાવશું
દાસી—નટવરની ખટપટના દાવ સૌ ભુલાવી
છળબળ કળ કરીને ઉપાય હરીને હરાવશું

**ચંદ્રભાગા અને કૃષ્ણ— ૮**

ચંદ્રભાગા—જેવાને તેવા મળ્યા સંગીરે હો નંદ કુંવરજી
અમથી બન્યા છો પ્રપંચી—
હૈયામાં હોય કાંઇ હોઠે બતલાવો કાંઇ
કેણી બીજી ને રેણી બીજીરે હો નંદકુંવરજી—
કૃષ્ણ— પ્રયણ પ્રસંગે પ્યારી જેમ તેમ વદીએરે
રીસ કરીએ નવ તેની કદીએરે શ્યામા શાણી
લેશ દુભાવો ના દીલથી—
ચંદ્રભાગા—જાઓ સલુણા શાણા અમને બતલાવો મ્હાના
ઓળખાએ પ્રીત અંતરનીરે હો નંદકુંવરજી—

## કૃષ્ણ અને ચંદ્રભાગા— ૯

કૃષ્ણ—શાણી સુંદરી પ્રીયપ્રાણ રામા રસીક ગુણ ખાણ
અતુર ચતુરા અલબેલી સુજાણ છો—
ચંદ્રભાગા—શ્યામ નટવર ગીરધારી છબી લલીત મનોહારી
વારીવારી હું બલીહારી પ્રીયપ્રાણ છો—
કૃષ્ણ—કરી દુષ્ટોનો નાશ રમશું રાસને વીલાસ.
ચંદ્રભાગા—ગીરધર ગોપાળ પ્રીતે પધારજો.
કૃષ્ણ—ગોરી ગુણવંતી પ્યારી સુંદર છબી લાગે સારી.
ચંદ્રભાગા—દર્શન વેલા દેવ આપજો.

## સત્યભામા— ૧૦

વસંત શું ખીલી છે જોને તું રસીલી કેવી
નવલ રંગ સુરંગી પુષ્પલતા ઝુલતી કેવી
ચંપો ચંબેલી વેલી ગુલ દાવદી ખુબ છે ખીલી
નીકી નવેલી—
રૂડાં ફળફુલ માનીતા જે જાણીતાં મોર સમેતાં
જોઇને જોઇને લઇએ રસીક છાબમાં ભરી

## રૂકમાણી— ૧૧

સુંદરવર શ્યામ શરીર એ મોહન મુર્તી મનોહારી—
નવીન નવીન સુંદરતા ભરી જયાં

નીરખી નયન અમૃત રસ પીતા
તૃષીત ચક્ષુ રહી મારી—
જ્યાં જ્યાં દ્રષ્ટી ફરતી મ્હારી ત્યાં રાધાવર કુંજવીહારી
મુરલી અધરપર ધારી—

રૂકમીણી— ૧૨

ડુબતી નાવ છે મારી મુરારી લેજો તારી તમે
આત્મ સખા અંતરની સમજો અંતર હૃદય વીહારી
આપ શરણ વીના ભવસાગરમાં કોણ ગતી છે મારી
પોતે દીનાનાથ અને હું અબળા દીન દુ:ખીયારી
આપ ચરણ આશ્રય વીના મ્હારી લાજ રહેવી છે ભારી

દીનમણી જોશી— ૧૩

જોશી થવાને જગતમાં શીખો સમજનો પાઠ આ
વાત વાતમાં જુઠ સાચ હાં—
જન્મ પ્રશ્ન પછી મરણ પ્રશ્ન છે લગન વીવાહને વર્સી
શુકન સ્વરોદય સામુદ્રીક વળી ગણીત ખગોળના દર્શી
ગ્રહરેખા વળી ભાગ્યરેખા વળી હસ્તરેખા અંદરથી
રમલ વિદ્યાથી લોક રમાડી કહેવાઇએ ત્રીકાળદર્શી
અંધારે જેમ વસ્તુ પડી છે જોવા જરૂરજ દીપકની છે
ભાગ્ય વિષે શી થઇ થાવી છે જરૂર જોવા જ્યોતીષની છે
ગણીકા જેમ પંચાંગ બતાવી હરે પુરૂષ ધનધામ
ગણકો તેમ પંચાંગ બતાવી હરે પુરૂષના દામ.

સખીયો— ૧૪

ધરી વરમાળા હે નૃપબાળા મંડપમાં પધારશો
પ્રસન્ન મનથી ચંદ્રવદનથી સ્વયંવર મંડપને શોભાવશો
મંગળ ચરણે કોણ નૃપવરના મંગળ મંહેલ દીપાવશો
ભાગ્યશાળી કો બૂપતીકેરા વંશના વૃક્ષને વીસ્તારશો.



# અંક બીજો.

રુકમીણી— ૧૫

હેરી રાગી આ વસંત સમીર સંદેશ કહે મને શ્રીવરનો
રજ પુષ્પ સુગંધથી ગંધ વહે કહે કૃષ્ણ કૃપાનીધી કુશળનો
વળી કોકીલ ગાન સુણાવી વદે મહિમા મુખથી નટનાગરનો
લતા પલ્લવ પુષ્પ પ્રફુલ્લબની હસી હસી કહે કીર્તી રાધાવરની
ઉછળે ઉર્મી મુજ અંતરની શુભ યોગ થવા કમળા વરની

રૂકમીણી— ૧૬

દાસીઓ—ઘટે શીરપાવ શાણી બ્હેન ચંદ્રશંકરને સાકર
મુખમાં આપો

ચંદ્ર— આયુષ્ય દીર્ઘ હોજો બ્હેન લક્ષ્મીવર કષ્ટ તમારા
સર્વ કાપો

માનીતો હું રાજનો જોશી જોશનુ જાણું મૂળ
મુજને સાકર પ્રથમ આપો હું વૃદ્ધ છું બ્રાહ્મણ કુળ
નીતીના આવા છે માપો જોશી જાણીને
સાકર મુખમાં આપો

દાસી— જોયો રોયા તું જોષનો જોતો જોયું બ્રાહ્મણ કુળ
તારા મોઢામાં ભરવા જોઇએ પથ્થર માટી ધુળ

નાગરીકા— ૧૭

વાવ્યું ગોવાળીયાએ વેર પીટ્યાએ વાવ્યાં જ્યાં ત્યાં ઝેર
રડયાએ કરી મને જેર સખી વીના ગુંનાએ જેલ
આંશા અંતર એક હતી શ્યામને સખી પરણાવવીતી
પાટ સખી હું તો થતી આખી મેળવતાં અર્ધી ખોઇ
બાઇ બેઠી મારે ઘેર

(ભાષણ)

બાઇને બાગમાં લાવવા માટે મને કે ભંભેર
પાઘડી બળ્યાના પ્રપંચમાં બાઈ નવનું થયું તેર
ઉછેદીયો મનનો ઉંડો મારો રોયો બહુજ જુઠો
હત તને બેસવું પડે ઘેર—

**રૂકમીણી— ૧૮**

મુકુટથી એ કૃષ્ણ પદ રજ છે અમુલ્ય
અવર સકળ દુઃખ મુળ
શોભા સાગર નટવર નાગર નહીં કોઇ એની તુલ્ય
સહસ્ર કીરણ રવીરાજ પ્રકાશે ત્યાં તારાનું શું મુલ્ય

**છોકરાઓ અને જોશી—૧૯**

છોકરાઓ—અલ્યા જુઓ ભાઇબંધ જોશી આવ્યા
ગપગોળા મારી ભોળા લોકોમાં ફાવ્યા
જોશી બુઆ પ્રણામ—

**જોશી**—ભાઇ રામ રામ રામ
**છોકરો**—જોશી જુઓ મારો હાથ મારા ભાગ્યની કો વાત
**જોશી**—અહીંથી જાવ કમજાત—
**છોકરાઓ** ( ભાષણ )
મારા જોશી બુઆ લે બોલ મારા હાથમાંની વસ્તુનું નાંમ શું
મારા જોશી બુઆ લે બોલ મારા ખીસ્સામાં રાખ્યા છે દામ શું
**જોશી**—પોલમપોલ ધમઢોલ માંહીપોલ.

**જોશી શ્રીદામો— ૨૦**

ચાલ્યું પોલમપોલ જગતમાં ચાલ્યું પોલમપોલ
કોઇ કરે નહિ તોલ જગતમાં ચાલ્યું પોલમપોલ

વહેમી ભોળાને વિશ્વાસુ વળી પુરૂષાર્થહીણુ
જોશી વચનપર શ્રદ્ધા રાખી થયા વતનથી હીન.
કંઇ સટ્ટા વેપારે વળગ્યા જોશી વચન ગણી સત્ય.
ભાગ્ય દશા માઠી સમજી કઇ ખાએ ઘરના ગ્રથ

સત્યભામા— ૨૧

તવ વીરહે માધવ મારા વીપરીત હાલ
પીયુ દર્શન તૃષીત રહ્યાં નયન વિશાળ
અંગ વિકળ આ ચરણુગતી મંદ
રસના પીએ રસનામ મુકુંદ
હૃદય નીસાસે સ્તન વસ્ત્ર કંપાય
એક પલક કલ્પસમ શયને જણાય.

કૃષ્ણુ— ૨૨

અંગોઅંગ લલીત લલના નયનરસે ભરેલા
નયનારસ ભરેલા જાણું કમળ વીકસેલા
વદનચંદ્ર કાન્તીથી એ વિશુધ્ધ અતીશેરે
ભાલપર ચંદ્રક તે પણ ચંદ્રતુલ્ય દીશેરે
નિસ્કલંક આ બે ચંદ્ર ભૂમીતલ શોભેરે
તેજ પુંજ તારા કંઠે હીરાહાર જો છેરે

રૂકમીણી— ૨૩

પપૈયારે પીયુનો કહે કંઇ સંદેશ
તુંજ સમ સ્વર એ મોહનવરનો લલીત ત્રીભંગી વેશ.
મોર મુકુટ મકરાકૃતે કુંડલ પીત વસન મૃદુ કેશ
કોટીક ચંદ્ર વ્રજ ચંદ્રના આગળ થાય સદા ક્ષીણુ તેજ—

રુકમીણી— ૨૪

યમુનાતણા કીનારે ગોપાળ ગૌ ચરાવે
સંગીત સ્વર ઇશારે રાધા નીકટ બુલાવે
બંસી ધ્વની સુણીને શુદ્ધ દેહની ભુલીને
નીકળીને ઘરથી રાધા ગોપાળ સાથે આવે
યમુના સરિત કુંજે શૈયા કમળ બીછાવી
શ્રીકૃષ્ણ કર કમળથી રાધા ચરણ દબાવે

રુકમીણી— ૨૫

ગ્વાલન હું રાધા ગોરીરે ગોપાળ બન્યા ગવલીરે
જે વિશ્વના નિયંતા અજ એ રૂપકર્તા
ભક્ત પ્રેમવશ પરમેશ્વર બન્યા મારા માર્ગદર્શી
શુભ પ્રેમ પંથ બતાવો ભવભય હવે મીટાવો
મુજ અંધના નયન ઇશ્વર હૃદય લગાવો હર્ષી—





# અંક ૩ જો.

ચંદ્રભાગા અને સ્નેહતા—૨૬

પ્યારી મારી નંદના લાલને એ ગોવાળ
મનના મેલા મુખે મીઠા ધુર્ત એવા કોઇના દીઠા—
ડગલે ડગલે પગલે પગલે પ્રપંચી પુરા એ બહુ હઠીલા
સખી—હાંહાંરે સખી મ્હારી કયમ અધીર થાય મન ધીરજધાર
કર કંઇ ઉપાય નટવર ગોપાળ રહે વશ સદાય—

ચંદ્રભાગા— ૨૭

તારારે પ્રપંચથી હું હારીરે ગોવાળ....હા.
નાથ ભમાવી લલચાવે શું લગનકાજ
નાગર નટખટ ખટપટ કપટ રીતભરી
ચરીત્ર વીચીત્ર ગોપાળના ગ્વાલના—

કૃષ્ણ—　　　　　　２૮

અહો હૃદયમણી તુજ વીરહે બની સ્થીતી અતી
દુઃખદાઇ દેહદાહી—
સ્યામ કમળ સમ ગાત્ર સકળ મારાં
કામ વીરહે થયા શ્વેત હો પ્રીયવામાં
તૃષીત ચાતક રહે નીત્ય તુજ પ્રીતી વારી.

ભીષ્મક—　　　　　　૨૯

સુત નીચ કુપાત્ર અરે
રીબાવે અતી પીતુ માતને
પુત્રી દુઃખે કાયા મારી
કારા ગ્રહે દુઃખમાં જીવન વ્યતીત કરે—

ભિષ્મક—　　　　　　૩૦

વીભુવર અપરમ મહેર નજર તારી
દયાળુ માયાળુ હો દીન દુઃખહાર
બંધન ફંદન સહુ જગતના પ્રપંચના
ટાળી મારી કર બુદ્ધ વીમલ પીતા
નમ્ર વીનંતી એજ ત્રાતા દયાળુ દેવા—

સત્યભામા તથા કૃષ્ણ તથા }
નાગરીકા તથા શ્રીદામો }　　૩૧

સત્યભામા—મુકોને હાથ હે મુરારીરે હું રાજકુંવારી—મુકો
કૃષ્ણ—　શાને શરમાયે પ્રીય મારીરે જોબન મતવારી
લલના છો નવલ દુલારી

સત્યભામા—બાળી ભોળી હું બાળા કાંઇ નવ જાણું કૃષ્ણ
સારી નહીં ટેવ આ તમારીરે વીઠ્ઠલ વનમાળી—મુકો

નાગરીકા— સમજીને સહીયર શાણી નાનાની તજી દે વાણી
સોંપી વરમાળ થા પટરાણીરે ગુણવંતી તારા
મનની જાણે છે ગીરધારી—

શ્રીદામો— શુભ આ ચોઘડીયું સારું સાધન સર્વે શુભકાર્ય
લગને કુંવારા કુંજવીહારીરે આ તક છે સારી
મહેનત સફળ થાય હમા

હરેક પાત્રોનું— ૩૨

શી મનહર આજે શોભા છે મન લોભા
સ્યામ સ્નેહેવર્યા રાજવર સુતા
યાદવ કુંમારી આ સત્યભામા સુભગા જય
વરદા સુખદા



નીચે લખેલ                                  ...દર્શક નાટક

સમાજનો મુકામ ...                                  જેઓ સાહેબોને

જોઇતાં હોય તેઓએ                          ... ...ગાવી લેવા, વેલ્યુ

પેબલ અથવા નોટપેડ           . રાખવામાં આવશે નહીં.

| | | |
|---|---|---|
| રૂકમીણી સ્વયંવર.... | .... | ....રૂ. ૦–૨–[illegible] |
| શ્રી સિદ્ધ સત્યેન્દ્ર.... | .... | ....રૂ. ૦–૨–૦ |
| ન્યાયસિંધુ.... | .... .... | ....રૂ. ૦–૨–[illegible] |
| ચંદ્રગુપ્ત | .... .... | ....રૂ. ૦–૨ |
| સમ્રાટ અશોક | .... .... | ....રૂ. ૦–[illegible] |
| આત્મબળ.... | .... .... | ....રૂ. ૦–[illegible] |
| મહાત્મા તુલસીદાસ.... | .... | ....રૂ. ૦–[illegible] |
| યોગમાયા.... | .... .... | ....રૂ. ૦–૨ |

હમા ૦ ૧ –૨– ૨–૦ –૨– –૦

મીર હીમ્મતરામ કાળુભાઇ

મીર દાદુભાઇ મીઠાભાઇ

માલેકો:—શ્રી કચ્છ નીતિદર્શક નાટક સમાજ

